કહેવાય તેને દેહરૂપ નહિ ગણતાં તે ઉપર આ મારો દેહ નહિ પણ તે "હું" જ છું એમ સમજીને તેણે તેવો જ અભ્યાસ દઢ કર્યો. ત્યારે તે અનિર્વચનીય એવા (વૃક્ષાંક ૧) તત્પદને બદલે "હું નથી" એમ કહેવાથી નાહંભાવરૂપ અવ્યક્ત તત્ત્વ ઉત્પન્ન થયું. તેમાંથી ભવિષ્યમાં ચરાચર એવા વ્યક્ત ભાવનો આરંભ થયો તે જ શિવ-તત્ત્વ. (વૃક્ષાંક ૪ જુઓ) એ નાહંભાવના વડે અવ્યક્ત તત્ત્વમાં સમાવિષ્ટ થયેલો ઈશ્વર (વૃક્ષાંક ૨) બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એવો ત્રણ પ્રકારનો થયો. પછી દશ્ય અને દ્રષ્ટારૂપ એવા મોટા સમુદાયાત્મક બ્રહ્માંડો ભાસમાન કરનારા ઘણા બ્રહ્મદેવો થયા. તે બ્રહ્માડોની સંસ્થિતિ રાખનાર વિષ્ણુ પણ પુષ્કળ થયા, તેવી જ રીતે તેમનો સંહાર કરવા માટે અનેક રુદ્રો પણ નર્માણ થયા. એવી રીતે આ જગત આકારમાં આવ્યું. એટલે પરશુરામ ! આ જગત કેવળ આયનાનાં પ્રતિબિંબની માફક જ ભાસે છે. ખરી રીતે તો કાંઈ ઉત્પન્ન જ થયું નથી. એક પરમ ચિતિ (વૃ. ૧) પૂર્ણ અહંભાવ વડે સર્વદા સ્થિત હોઇને તે જ અનેક અપૂર્ણ અહંકાર વડે (વૃ. ૩) સ્વરૂપમાં વિકાસ પામેલી છે.

### આનંદનું પરમ સ્થાન

. પરશુરામ ! તું જેવી રીતે આખા દેહમાં અહંભાવથી વ્યાપક હોઇને પાછો નેત્રાદિ જુદા જુદા ભાગ ઉપર અહંકાર રાખીને તે તે ક્રિયાઓ કરે છે, તે પ્રમાણે જ એક પરમ સંવિત્ પૂર્ણ અહંભાવાત્મક હોવા છતાં તે એક બ્રહ્માથી માંડીને એકાદ સૂકા લાકડા સુધી બધામાં અપૂર્ણ અહંકાર વડે સ્થિત છે. આ જે તમામ ભાસમાન થાય છે તે એક ચિતિ જ છે. આખા દેહ ઉપર અહંભાવ રાખનાર તું, રૂપરસાદિ ગ્રહણ કરવાને માટે પોતે શક્તિમાન નથી. તેથી તું જે રીતે ઇન્દ્રિયો સાથે એકરૂપ થઈ તેને ગ્રહણ કરે છે, તે જ રીતે એ સદાશિવ પોતે સર્વ ભેદરહિત હોવા છતાં બ્રહ્મદેવથી માંડીને છેક ક્ષુદ્ર જંતુ સુધી સમસ્ત જીવરાશિ સાથે

તદાકાર બનીને પોતે જ જાણનાર અને કરનાર થાય છે. પરશુરામ! જેવી રીતે તારું નિર્વિકલ્પ શુદ્ધ સ્વરૂપ સર્વનો આશ્રય હોવા છતાં પોતે કાંઈ જાણતું પણ નથી અને કરતું યે નથી, તેવી રીતે આ પરમ સંવિત્ આખા જગતને આશ્રયરૂપ હોવા છતાં જગદ્રૂપ ભેદ જાણતી પણ નથી અને કરતી પણ નથી. આ સર્વ જગત દર્પણમાંના પ્રતિબિંબની માફક તેના ઉપર તેની જ ઇચ્છાથી ભાસમાન થાય છે. તેથી કરીને જેમ પ્રતિબિંબ જોવું એટલે દર્પણમાં જ જોવું, તેમ જગતનો ભાસ એ તેનો જ ભાસ છે. અહીંયાં રહેલો 'તું' અથવા 'હું' કે બીજા બધા દ્રષ્ટા કેવળ દૃક્માત્ર જ છીએ.' દશ્યસ્વભાવના અભાવે ચિતિ શુદ્ધ છે. ઘટાદિ પ્રતિબિંબથી યુક્ત એવું જે દર્પણ તે ઘટનો સંબંધ ન રાખીએ તો જેમ સ્વયંશુદ્ધ અને કેવળ જ હોય છે–ભેદ તો માત્ર પ્રતિબિંબનો જ છે,–તેમ વિકલ્પથી ઉત્પન્ન થયેલા દશ્યાભાસનું નિરસન થતાં જ બાકી રહેલી પરમ સંવિત્ કેવળ એકલી જ અર્થાત્ અદ્વય જ છે. તેનામાં દુઃખનો લેશ પણ નહિ હોવાથી તે મહાન આનંદઘન છે. તેથી જ સર્વને તેની પ્રાપ્તિની ઇચ્છા છે સર્વ આનંદ એ તેનું જ સ્વરૂપ છે.

### અજ્ઞાનીઓ બાહ્ય સુખને જ મહાસુખ સમજે છે

સુખ એ જ આત્માનું સ્વરૂપ છે. સર્વને સુખ જ જોઇતું હોવાથી દેહાદિકની આવશ્યકતા અર્થાત્ ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે સુખ કોઇને પણ ન જોઇતું હોય એમ હોતું જ નથી. વિષયાનંદ પણ તેના જ લેશ છે એમ કહે છે. તે જ આનંદ સુષુપ્તિમાં તેમજ કોઇ સંકટ દૂર થયા પછી એમ બન્ને વખતે સર્વને અનુભવમાં આવે છે. કોઈ પણ સુખ ઉત્પન્ન કરનારા સાધન વિના એટલે કેવળ નિર્નિમિત્ત એવો જે આનંદ અનુભવમાં આવે છે તે જ સ્વરૂપાનંદ. ચિત્ એ જ તમામનું અભીષ્ટ હોવાથી તે જ આનંદ છે. એ સ્વાત્મસ્વરૂપભૂત મહાસુખ મૂઢ લોકોથી ઓળખાતું નથી. એ સુખ વ્યક્ત થવાને માટે જે અનેક બાહ્ય વિષયો કારણરૂપે થાય

છે, તે ઉપરથી તેઓ આ બાહ્ય સુખને જ મહાસુખ સમજે છે.

**આ સર્વ શુદ્ધ અદ્વય સ્વસ્વરૂપ જ છે**

દર્પણમાં પડેલાં પ્રતિબિંબો દર્પણથી અભિન્ન છે એમ સમજવામાં ન આવે, ત્યાં સુધી તે જુદા જુદા પદાર્થો છે એમ ભાસે છે. પણ પાછળથી જ્યારે તેનું આ પ્રતિબિંબત્વ છે એમ જાણમાં આવે છે, ત્યારે પહેલાંની માફક જ તે ભાસમાન હોવા છતાં તેઓ દર્પણથી અલગ ભાસતાં નથી,–અને દર્પણ તો શુદ્ધ જ હોય છે. તેવી જ રીતે તત્ત્વજ્ઞાની પુરુષની દૃષ્ટિએ જગત ભાસમાન થવા છતાં પણ તે સ્વસ્વરૂપ જ હોઈ તેનાથી બિલકુલ જુદું નથી. એ પ્રમાણે જ ભાસે છે. જેવી રીતે માટીની જગાએ ઘડો, અગર સોનાની જગાએ અલંકાર અથવા પાષાણની જગાએ મૂર્તિ, તેવી જ રીતે ચિદ્રૂપ આત્મા ઉપર આ જગત ભાસે છે. તો પછી તે જુદું કઇ જગાએ છે? પણ એટલા ઉપરથી હે પરશુરામ! જગત બિલકુલ નથી એવો સિદ્ધાંત પણ તું ન કર. જગત છે અમર નથી એ બન્ને ભાવનાઓ અપૂર્ણ છે અને નથી એવો ભળતો જ સિદ્ધાંત પણ સિદ્ધ થતો નથી. કારણ આખા જગતનો નિરાસ કર્યો, તોપણ તે જગત નિરાસ કરનારા આત્માને રૂપે પાછું રહેતું હોવાથી 'જગત છે કે બિલકુલ નથી' એવી જાનની કેવળ ઉક્તિ (વાણી) વડે જગતનો લય શી રીતે થવાનો? આદર્શમાંનું નગર જેમ વસ્તુતઃ નથી, તોપણ આદર્શના સ્વરૂપમાં તો છે, તેમ જગત એ જગદ્રૂપે ન હોય તો પણ ચિદાત્મારૂપે છે, એ દેખીતું છે. અર્થાત્ અજ્ઞાનતાથી તે જગતરૂપે અને જ્ઞાન વડે તે જ ચિદાત્મરૂપે છે એનું જ નામ પૂર્ણ જ્ઞાન. કારણ ભાસમાન થનારું આ જગત 'છે કે નથી' એવી ભાવના રાખીને પણ જે સ્વરૂપનો સંકોચ થવો જોઇએ તે તો કદી થતો નથી, તે જ પ્રમાણે સાધક નથી અને સાધન પણ નથી. અખંડ, અદ્વય, ચિચ્છક્તિ ત્રિપુરા જ એક હમેશાં ભાસે છે. તે જ વિદ્યા અને તે જ અવિદ્યા. વેદ પણ તે જ, મોક્ષ પણ

તે જ અને મોક્ષનું સાધન પણ તે જ. પરશુરામ! માત્ર તે જ એક જ્ઞેય હોઇ બીજું કાંઇ પણ નથી. આ વિજ્ઞાનનો ક્રમ તને આરંભથી કહ્યો છે. આ વિજ્ઞાન ઉત્તમ રીતે એટલે સ્વાનુભવ વડે જાણ્યા પછી પુરુષને ફરીથી કોઇ પણ વખત મોહભ્રમ ઉત્પન્ન થતો નથી અને શોક કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી.'

હારિતાયન ઋષિ કહે છેઃ 'હે નારદ! એવો આ ત્રિપુરા-રહસ્ય જ્ઞાનખંડ સરળ અને શુદ્ધ હોઇ પ્રત્યક્ષ અનુભવથી ભરપૂર ભરેલો છે. આનું શ્રવણ કર્યા પછી પણ જો કોઇનો અજ્ઞાનજન્ય મોહ શાન્ત ન થાય તો તે પુરુષને એક પથ્થરની મૂર્તિ જ સમજવો. તેવાને બીજા કયા ઉપાયથી જ્ઞાન થવાનું છે? નારદ! આનું એક વખત શ્રવણ કરવામાં આવે તોપણ તે જ્ઞાન પ્રાપ્ત કરી આપશે. કોઇક મંદ બુદ્ધિવાળાને બે અગર ત્રણ વખત શ્રવણ કરવાથી જ્ઞાન થશે. આનું શ્રવણ જ્ઞાનદાયક અને પુણ્યકારક છે. આ ગ્રંથ પાસે રાખીને પ્રેમ વડે અવલોકન કરવાથી દૃષ્ટિનો સર્વ દોષ નાશ પામશે અને હમેશ પૂજ્યભાવ રાખવાથી ચિત્ત શુદ્ધ થશે. હમેશાં પરિશીલન કરતા રહેવાથી બુદ્ધિની જડતા નાશ પામશે અને વિચાર ઉત્પન્ન થશે. તથા છેવટે સર્વાંતર્યામી આત્માનું નિઃસંદેહ જ્ઞાન પ્રાપ્ત થઈ તે પુરુષ સર્વ બંધનોમાંથી મુક્ત થશે.'

## बालादपि सुभाषितम्

હે મુમુક્ષુ જનો! અજ્ઞાનરૂપી તમ અથવા અંધારાનો નાશ કરવાને માટે આ અત્યંત રહસ્યપૂર્ણ શ્રીત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ પ્રગટ થયેલો છે. આ જ્ઞાનદીપકના અભ્યાસ વડે ભોગેચ્છામાં નિવૃત્તિ ઉપજી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને વિચાર જાગ્રત થઈ વિ?? પ્રગટ થતાં જ આ અસાર અને દુઃખરૂપ સંસારનો મો??? થઇ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણે આ ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ ... દત્તાત્રેયે શ્રીપરશુરામને ઉપદેશ કર્યો, જેથી ...

પ્રાપ્ત થઇ અને તે જીવન્મુક્ત બની ગયા, તે સાદ્યન્ત તમોને કહી સંભળાવ્યો. હવે આપ કૃતાર્થ થયેલા છો માટે હવે સ્વસ્થાને જઇશું. એમ કહી તેમની વિદાય લીધી.

× × × ×

આજે લોકોમાં આત્મદર્શન યા અનાસક્ત કર્મયોગ કોને કહેવો તે સંબંધમાં વિવિધ પ્રકારના તર્કો પ્રચલિત છે. તેમને આત્મદર્શન અથવા અનાસક્ત કર્મયોગ કોને કહેવો તેનો સ્પષ્ટ બોધ થવા માટે અને ખાસ કરીને ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાન વિષયના ગ્રંથોની વધુ આવશ્યકતા છે એવા લોકાગ્રહને લીધે ઇશ્વરીય પ્રેરણાનુસાર આ ઉપક્રમ તૈયાર કર્યો છે. તે હંસ જેમ પાણીમાંથી દૂધનો અંશ કાઢી લઈ તેનું ગ્રહણ કરે અને પાણીનો ત્યાગ કરે તેમ નીરક્ષીર ન્યાયાનુસાર જિજ્ઞાસુઓ આનો વિચાર કરી કૃતાર્થતા પ્રાપ્ત કરી લેશે એવી આશા રાખી बालादपि सुभाषितम् ' એ દૃષ્ટિએ અલ્પમત્યનુસાર આ મારી બડબડ પરમ દયાળુ પરમાત્માના ચરણે સાદર અર્પણ કરું છું.

इति श्रीकृष्णात्मजवाक्सुधायां पञ्चमप्रकाशने आत्मदर्शनं
किंवा अनासक्तकर्मयोगविवरणात्मकः दत्त-परशुराम-
नाम्ना त्रिपुरारहस्यज्ञानखण्डः सारांशः समाप्तः ।

ॐ तत्सत् ॥

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत् ॥ ॐ तत्सत्